ગુરુ આવતા હતા, શ્રીકૃષ્ણ નામના, તે ગમે તેમ શીખવતા તે ઉપરાંત ઊર્મિલાએ પોતાની બુદ્ધિથી ગતોનાં પ્રતિબિમ્બ કાગળ ઉપર નવીન પ્રકારથી જ યોજ્યાં હતાં;—એ જોઈને મ્હારા મિત્ર મેરવાન કારભારી (હાઇ કોર્ટ પ્લીડર)—સંગીતકળામાં નિપુણ છે ત્હેમણે એ યોજનાની અપૂર્વતા વખાણી હતી.

"ઉષાનન્દિની" ("Heifer of the Dawn" નામના Bain ના પુસ્તકનું ભાષાન્તર), 'કમલિની' (Mrs. Satyanathan ની 'કમલા' નામની વાર્તાનું ભાષાન્તર) એ બે ઊર્મિલાની મુખ્ય કૃતિયો ગુજરાતી વાચક વર્ગની સમક્ષ મૂકાઈ છે. એમાંની એકે પ્રસિદ્ધ થયેલી જોવાને એ રહી નહિં. હેના અવસાન પછી બે માસના અંતરે "ઉષાનન્દિની" પ્રગટ થઈ; "કમલિની" એક વર્ષને અંતરે.

એ ભગિનીને અનુપમ સ્નેહથી ચ્હાનારો બન્ધુ નલિન પણ બે સાહિત્ય કૃતિયો પ્રસિદ્ધ મૂકી ગયોછેઃ 'નૂરજહાન' (સરદાર જોગેન્દ્રસિંહની અંગ્રેજી વાર્તાનું) અને 'ઇન્દુકલા' (બેઇનના "The Digit of the Moon" નું) ભાષાન્તર. 'નૂરજહાન' તો હેના જીવનકાળમાં પ્રગટ થઈ; પણ 'ઇન્દુકલા' હેના અવસાન પછી.

બંનેની અપ્રસિદ્ધ કૃતિયો, ગદ્ય તેમ જ પદ્ય, હજી પડી રહીછે. હેમાં ગુણયુક્ત હશે તે પ્રસિદ્ધિમાં મૂકવાનો મનોરથ ક્યહારે સફળ થશે તે હું જાણતો નથી.

બંને સંતાનોના અવસાન પછી પ્રસિદ્ધ થયેલાં પુસ્તકોની પ્રસ્તાવનાઓ લખવાનો વખત મ્હારે આવ્યો. 'કમલિની' માં "ત્રિકાલ સ્વપ્ન" એ કાવ્યદ્વારા હૃદયના તાજા ઉદ્‌ગાર કાઢયા. આમ મ્હારાં પૂર્વજનું સ્થાન લેનારાં અનુજોની ઉત્તરક્રિયા અનેકવિધ મ્હેં કરી.

ફરી મનમાં થાયછેઃ હું એકલો છું? ઉત્તર પૂર્વવત્. અહિં એક વાર્તાનું સ્મરણ થાયછે. એ ક્યહાં હતી?—હા, જડી વિવર્તલીલામાં "જ્ઞાનબાળે"† આપીછે, તે જ અહિં આપું: (વક્તા એક અપ્રખ્યાત પાત્ર છે.)

† 'વસન્ત સં. ૧૯૭૫ ફાલ્ગુન પૃષ્ઠ ૯૭–૯૮.

"દક્ષિણના એકાન્ત પ્રદેશમાં શાન્તનીરા સરિતા વ્હેછે; ત્હાં મ્હારી દૃષ્ટિ અત્યારે ફરેછે; નદીના પાત્રમાં એક ન્હાનો બેટ જોઉંછું; બેટમાં ઉંચ પ્રચંડ બાવળનાં ઝાડની વિશાળ ઘટામાં એક બે ધળિયા તંબૂ જોઉંછું. તંબૂની બ્હાર એક બાઈ અને હેની દાસી બેઠાંછે; સમય બપોરનો છે. બેટમાં સર્વત્ર ગમ્ભીર શાન્તિ છે. જુઓ, સાભળોઃ

બાઈઃ—" સકીના ! આ ઝાડની ઘટામાં કેટલા બધા હોલા લાગલગટ કુ કૂ...કૂ ? કુ કૂ......કૂ !" કરી ગમગિનીના સૂર ખેંચતા લાગેછે !"

દાસીઃ બાઈ સાહેબ ! એ તો એક બુઢ્ઢી માની વાત છે. જાણોછો ! એક બુઢ્ઢીના બે જવાન છોકરા એક પછી એક ગુજરી ગયાં; એક છોકરો અને એક છોકરી. પછી એ જંગલમાં છોકરાંને ખોળતી, પુકારતી ફરવા લાગી. 'લેકા તૂં ! લેકી તૂ !' ખુદાને હેના ઉપર રહેમ આવી તેથી એકદમ હેને હોલી બનાવી દીવી; ત્હારથી દુનિયામાં બધાં હોલાં આમ બોલેછે, 'લેકા તૂ ! લેકી તૂં !"

આટલું બોલી એ વકતા એકાએક સ્વપ્નદર્શન લુપ્ત થઈ ચમકયો હોય તેમ જાગૃત થઈ બોલ્યોઃ—

"ભાઈ ! શું એ દૂર, દૂરતમ, ગયેલું સ્વપ્ન ! ત્હાર પછી લગભગ ત્રણ દાયકા ગયા, અને પ્રભુએ મ્હારાં પ્રિય લેક લેકીને બોલાવી લીધા. આ બે અંકોડા શું વિચ્છિન્ન ગણશો ? પેલો દૂરતમ અંકોડો તે આ છેવટના અંકોડા જોડે આગામિ સૂચનના સંબન્ધથી જોડાયલો ન્હોતો ? કોણ કહી સકશે ?"

આટલું જ કહી 'લેકા તૂ!' 'લેકી તૂ!' એમ કરુણધ્વનિ કરતો કરતો એ અર્ધ ઉન્મત્તની પેઠે ચાલ્યો ગયો. પેલી બાઈ તે હેની પત્ની હતી. ક્યા આત્મકથા હતી."

હું પણ લેકા તૂં! લેકી તૂં! એ ઉદ્ગાર કરતો જીવનના જીર્ણારણ્યમાં ભટકુંછું.

## સમાપ્ત.

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯ | ૧ | તેથી | થતુ તેથી |
| ૯ | ૩ | જાઇ | ઇજા |
| ૯ | ૧ | સુધા | સુધારા |
| ૪ | છેલ્લેથી ૫ મી | વાક્ય | વાક્ય |
| ૮ | ૪ | જાણુ છુ. કે | જાણું છું કે |
| ૧૦ | ૧૦ | કિસ્ટમસ | ક્રિસ્ટમસ |
| ૧૪ | ૧૦ | ત્હમને | (એ શબ્દ છેકી નાંખવો) |
| ૧૭ | ૧૭ | મનસુખરા | મનસુખરામ |
| ૨૧ | ૭ | રપૂજત | રજપૂત |
| ,, | છેલ્લેથી ૬ ઠ્ઠી | મંડળી | મંડળ |
| ૨૭ | ૧૮ | પરિષદ્ | પરિષદ્ |
| ૧૫૭ | ૧૩ | લ ણુ | લક્ષણુ |
| ૧૬૧ | ૧૩ | ફૂલણુજી | ફૂલણુજી |
| ૧૬૫ | ૧૩ | કુલાવટ | ફુલાવટ |
| ૧૭૧ | છેલ્લેથી ૩ જી | પગટાવીને | પ્રગટાવીને |
| ૨૦૩ | ૧૨ | દાસે | દીમે |
| ૨૦૫ | ૭ | મનચા | મનમાં |
| ૨૨૧ | ૧૪ | ક્ષ્ય | લક્ષ્ય |
| ૨૪૨ | છેલ્લેથી ૪ થી | વીકાર્ય | સ્વીકાર્ય |
| ૨૫૭ | ૨ | ઝાકરદીન | ઝાકરુદીન |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૫૮ | ૩ | સંગીત પરિષદ્ | સગીતપરિષદ્ |
| ,, | ૯ | પરિષદમાં | પરિષદ્‌માં |
| ,, | ,, | હિન્દુસ્તાન | હિન્દુસ્તાન |
| ,, | ૧૦ | સર્વોતમ | સર્વોત્તમ |
| ૨૬૫ | ૧૦ | અ | અસામર્થ્ય |
| ૨૬૭ | ૫ | જલ | જય |
| ૨૬૮ | ૧૧ | તોદ | ફેરોદ |
| ૨૭૧ | ૧૯ | લલિત | લાલિત્ય |
| ૨૭૪ | ૫ | ન ની નીચે ૦ ચિહ્‌ન મૂકવું | |
| ૨૭૫ | ૧૧ | 'છે' અને 'કે' વચ્ચે '૧૭' છે તે કાઢી નાંખો | |
| ૨૭૬ | ૪ | જુનો | જૂનો |
| ૨૭૯ | ૧૦ | ભિન્નતાને | ભિન્નતાનો |
| ,, | ૧૮ | તાનમાં | તાનનાં |
| ૨૮૧ | ૬ | સમનોલના | સમનોલતા |
| ,, | ૧૨ | ખુબી | ખૂબી |
| ૨૮૨ | ૮ | ,, | ,, |
| ,, | છેલ્લેથી ૩ જી | ગણુ | દ્વિગણુ |
| ૨૮૩ | ૧૪ | મૂર્તિ | મૂર્ત |
| ,, | છેલ્લેથી બીજી | બ્રાહ્મણ | બ્રાહ્મ |
| ૨૮૫ | ૧૩ | ઇત્સાદી | ઇત્સાદિ |
| ૨૮૮ | ૧ | તરૂણુ | તરુણુ |
| ૨૯૧ | ૧ | મ્હારી | એ શબ્દ છેકી નાંખવો |
| ,, | ૩ | હેવી છબી | હેની મ્હારી છબી |
| ૩૦૦ | ૧૪ | સુશિલા | સુશીલા |
| ૩૦૧ | ૭ | હેમના | હેમાંના |
| ૩૦૩ | ૧૩ | કહેલું | કરેલું. |
| ૩૦૫ | ૩ | કહ્યું ? | કહ્યું : |